॥ ॐ ॥ 

ગુજરાતી નવલકથા નામે

# ઝેરી નાગણ

( પ્રપંચોથી ભરપુર )

( લેખક તેમજ છપાવી પ્રસિદ્ધ કર્તા. )
**કવિ કૃષ્ણપ્રસાદ લલ્લુભાઈ ભટ.**
કપડવણજ નિવાશી
હાલ મુ. દોહદ.

સોલ એજન્ટ—**પ્રાણલાલ જીવણદાસ વજાણી.**
માલિક:—" **પ્રાણજીવન પુસ્તકાલય** "
ટાવર રોડ-**સુરત.**

**સુરત** બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી " **અનાવિલ** " પ્રીન્ટીંગ
પ્રેસમા **રઘુભાઈ લલ્લુભાઈ દેશાઇએ** છાપી.



આવૃત્તિ ૧. પ્રત ૧૦૦૦.
ઈ. સ. ૧૯૨૬. સંવત ૧૯૮૨

**કીંમત રૂ. ૦-૪-૦**

॥ ૐ ॥

### ગુજરાતી નવલકથા નામે

# ઝેરી નાગણ

( પ્રપંચોથી ભરપુર )

( લેખક તેમજ છપાવી પ્રસિદ્ધ કર્તા. )
**કવિ કૃષ્ણપ્રસાદ લલ્લુભાઈ ભટ.**
કપડવણજ નિવાસી
હાલ મુ. દોહદ.

સોલ એજન્ટઃ—**પ્રાણલાલ જીવણદાસ વખાણી.**
માલિકઃ—" **પ્રાણજીવન પુસ્તકાલય** "
[illegible] રોડ–**સુરત.**

**સુરત** બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "**આનાવિલ**" પ્રીન્ટીંગ પ્રેસમાં **રણુભાઈ લલ્લુભાઈ દેસાઈએ** છાપી.



આવૃત્તિ ૧. પ્રત ૧૦૦૦.
ઈ. સ. ૧૯૨૬. સંવત ૧૯૮૨

**કીંમત રૂા. ૦-૪-૦**

# અનુક્રમણિકા.





# લેખકના બે બોલ

વાંચક !

આ ઝેરી નાગણુ નામની નવલકથા આપના કરકમળમાં મુકવા સફળ થયો છું. આ નવલકથા 'સાપ ગયા ને લિસોટા રહ્યા' તેવી છે. દુનીઆમાંથી સત્ય પ્રેમધારી, પતિવ્રતને ચાહનારી બાળાઓ અદૃશ્ય થઇ અને કૃત્રિમ પ્રેમ દર્શાવનારી. કપટકળામાં ફસાવનારી. ધનને હરનારી. પ્રાણુ હર્ણુ કરનારી કુટિલાઓ ઉત્પન્ન થઇ. આ નવલકથામાં તેવી ઝેરી નાગણુ ઉર્ફે કળાવતી પોતાના પતિનુ સત્યાનાશ કાઢી સ્વતંત્રતા ઇચ્છે છે. પરંતુ રામ રાખે તેને કોણુ ચાખે. તે સુત્રાનુસાર કળાવતી પોતાના પતિને વિષ પાવા તૈયાર થાય છે. પરંતુ શરબત પોતાના હસ્તેજ પાઇ પ્રભુની કારમી કળામાં ફસાય છે. વળી 'દગો કોઇનો સગો નથી.' તે સુત્ર પણુ તેના દષ્ટાંતથીજ સત્ય થાય છે. જે વિષ પોતાના પતિને પાવા તૈયાર કર્યુ હતુ તે પોતાના ભાઇને પાઇ દુનીઆમાંથી અદૃશ્ય કરે છે. પોતાના પગ પરજ દગો કરવા જતાં કુહવાડો મારે છે. અને પ્રભુ અદલ ઇન્સાફી છે, તેનો સાક્ષાત્કાર કરાવે છે.

વાંચક ! નવલકથાના દોષ નહિ જોતાં હંસ વૃત્તિએ સાર ગ્રહણુ કરશો જેથી લેખકનો શ્રમ સફળ થશે.

મુ૦ દોહદ
હાટકેશ્વરજયંતિ.

લી:-
કૃષ્ણુપ્રસાદ.

# અર્પણ પત્રિકા.

પરમસ્નેહી

ડબ્લ્યુ. એમ. સત્યગ્રાહી.

આપની સાહિત્ય પ્રતિની ઉંચ લાગણીએ દોરાઈ આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું.

લી૦

કૃષ્ણપ્રસાદ.

॥ हरि ॐ ॥

# ઝેરી નાગણ.



## પ્રકરણ પહેલું.

### અબળા કે પ્રબળા?

કૃષ્ણપક્ષની અંધકાર પૂર્ણ રાત્રિએ પોતાનું સામ્રાજ્ય પૃથ્વી પટપર વિસ્તારી દીધું છે. સર્વત્ર શાંતિજ દૃશ્યમાન થાય છે રાજમાર્ગો તેમજ જાહેર રસ્તાઓ જનશૂન્ય જણાય છે. વૃક્ષો સર્વેને તે સમયે પ્રેતોનો ભાસ કરાવી રહ્યા છે.

તે સમયે નગરના મધ્યમાં આવેલા રાજમહેલમાં કાંઈક વિચિત્ર બનાવ બની રહ્યો છે તે આપણે અવલોકીએ.

મહેલમાં સર્વત્ર દિપકો પ્રકાશી રહ્યા છે તેથી ત્યાં અંધકાર જણાતો નથી. પરંતુ બહારના ભાગ કરતાં દિવાનખાનામાં અનેક પ્રકારના દિપકો સળગાવવામાં આવ્યા છે. ભીંતોપર અનેક શૂરવીરોની પ્રતિકૃતિઓ લટકાવવામાં આવી છે

તે સ્થળે એક સ્વરૂપાન યુવતિ કાંઈક વિચારમાં ડુબી ગએલી હિંચકા પર બેઠી છે, તેનું વય આશરે પચ્ચીસ વર્ષનું હશે તેણીએ અમુલ્ય વસ્ત્રો પરિધાન કરેલા છે. તેણીએ વસ્ત્રો પર અમુલ્ય અલંકારો ધારણ કરેલા હોવાને લીધે દિવાનખાનું તેના તેજથી ઝળકી રહ્યું છે. તેનું મુખારવિંદ શરદ પુનમના ચંદ્રની માફક ઝળહળી રહ્યું છે.

તે વિંજનથી વાયુ નાખી રહી છે. આટલી સંપત્તિવાન હોવા છતાં કોઇપણ દાસદાસી હાજર નથી, વળી તે કાંઇક ઉંડા વિચારમાં પડી ગઇ છે તેનું કારણ શું ?

તે પળે પળે હસ્તની મુઠ્ઠીઓ ઉંચી નીચી કરે છે. તે સાથે મુખ રક્તવર્ણું થઇ જાય છે. આ સર્વ થવાનું પ્રયોજન શું ? હવે તે કાંઇક બોલતી હોય તેમ જણાય છે.

"ચંદ્રનગર ! ચંદ્રનગર ! તું મારી સત્તાને સ્વિકારવા નથી ચ્હાતું ? હું પટરાણી છતાં મારૂં માન ન જળવાય ? મારી આજ્ઞા કોઇપણ આ રાજનો મનુષ્ય માને નહિ હાય ! અફસોસ ! અત્યાર સુધી હું શાંતિ રાખી બેસી રહી તે મેં મોટી ભૂલ કરી, પરંતુ હજી વહી શું ગયું છે ? હું ધારીશ તો પલકમાં જુની સત્તાને ઉખેડી ફેંકી દઇશ અને મારી સત્તા જમાવીશ.

આ સુખ અને પ્રેમનો ત્યાગ કરીશ પુનઃ મારી ઇચ્છાઓ પૂર્ણ થતાં ગૃહણ કરીશ. પરંતુ તેમ કરવામાં સાથે કોને રાખવો ?"

પુનઃ શાંત રહી અને પોતાનો સાથી ખોળી કાઢવા વિચારવા લાગી.

"હા ઠીક યાદ આવ્યો કપટ નિપુણ સેનાપતિ શયતાનસિંહ કાર્ય પૂર્ણ કરશે બસ, તેનેજ સાથે રાખવો. વિલંબ કરવામાં સાર નહિ. ધર્મના કામમાં ઢીલ શી ? આ પળેજ તેને બોલાવી મારા પ્રપંચપૂર્ણ પ્રેમમાં ફસાવી ચંદ્રસિંહની સત્તા ચંદ્ર નગરમાંથી ઉખેડી ફેંકી દઉં."

સ્વાર્થાંધ રાણી ઉપરોક્ત વાક્યો બોલી બારી પાસે આવી અને બોલી.

"અહા ! શું અંધારી રાત છે ! ખરેખર આ તિમીરમયકાય અંધકારમાંજ થવું જોઇએ. ઘણા દિનથી સળગતી જ્વાળા હવે શાંત થવી જોઇએ ઓ કૃષ્ણરાત્રિ ! મારૂં કાર્ય પૂર્ણ થતાં સુધી શું તું આમ રહીશ. અલબત્ત નહિજ. જ્યાં તારો સમય પૂર્ણ થયો એટલે તું અદૃશ્ય થવાની ને સર્વત્ર પ્રકાશનો વિસ્તાર થવાનો તો મારા કાર્યમાં પ્રકાશ પડશે તો ? માટે અત્યારે શાંત રાખું. પ્રભાતે સેનાપતિને બોલાવી મારૂં કાર્ય શરૂ કરીશ. ચાલ હવે હું નિદ્રસ્થ થાવું"

બોલતી રાણી પોતાના શયનગૃહ પ્રતિ ચાલી શય્યામાં બેસતાંજ બોલી.

"કરૂં શું આ પર્યંકને ? નહિ થાય સુખ જેથી
"કરૂં શું સાહ્યબીઓ ? નહિ દુઃખો જાય તેથી

બસ હવે તો રાજ પ્રાપ્ત કરીશ ત્યારેજ આ સર્વ વસ્તુઓ સુખ આપશે. રાણી પર્યંકમાં સૂતી કે તરતજ નિદ્રાદેવીએ પોતાના સપાટામાં સપડાવી.

રાણી જયારે આ વિચારમાં હતી તે સમયે એક યુવાન કે જેણે માથાથી તે પગ સુધી શ્યામ વસ્ત્રો ધારણ કરેલા હતા. હસ્તમાં જાડી લાકડી પકડેલી હતી બીજા હસ્તમાં લાલ ફાનસ સળગતું પકડેલું હતું. તે આ રાણીના મ્હેલ નીચે આવ્યો. તેણે ફાનસને હોલવી નાખ્યું. પછીથી સાથે આણેલી ઘોને રેશમની દોરી સાથે બાંધી ઉપર ડી બારી તરફ ફેંકી. ઘો ધારેલે સ્થળે જઇ ચોંટી ગઇ. યુવાન ઝડપથી ત્યાં જઇ પહોંચ્યો. અવાજ ન થાય તે પ્રમાણે ધીમે રહિ બારી વાટેથી અંદર ગયો. આ સમયે રાણી નિદ્રસ્થ હતી અને હર્ષાવેશમાં આવી તે બોલ્યો.

"બસ કામ ફત્તેહ આજ અપમાનનું વૈર વસુલ થશે. કળા! કળા! જો આ તારો ભાઇ આજે તારૂં ખુન કરવા આવ્યો છે. તે તારૂં ખુન કરશે યા તો પોતાનો દેહ રક્તમાં રંગશે."

કહી પોતાની કટાર બહાર કાઢી બોલ્યો

ઓ વ્હાલી કટાર ! કર તારા શત્રુને પાર કે જેથી રહે નહિ જય લગાર. ઓ કળા ! આજે તારો અંત લાવશે કટાર કે જેથી સુખ થશે અપાર.

બસ ! તારા જીવનથી મને શું લાભ પ્રાપ્ત થનાર છે ? કદિજ નહિ, તો પછી શા માટે તને જીવતી રાખું ? નહિજ રાખું. ઉઠ ! ઉઠ ! ઓ કળા ! જાગૃત થા. કહી યુવક કટાર છાતી સામે ધરી રાખી ગર્જના કરી બોલ્યો. અવાજ સાંભળતાં નિદ્રસ્થ રાણી ચમકી. તે એકદમ પર્યંકમાંથી ઉઠીને બોલી.

"તુ કોણ છે ? આ પ્રમાણે બોલનાર ?" રાણીએ કહ્યું.

"ઓ કળા ! શું તેં મને ન ઓળખ્યો ?" યુવકે પુછયુ.

"ના. ના. ઓ કૃષ્ણ વેષમાં છુપાએલા મનુષ્ય ? મેં તારા અવાજને કેઇ દિવસ સાંભળ્યો નથી તો પછી કેવી રીતે તને ઓળખી શકું ? તેનો જવાબ તુંજ આપ." રાણીએ કહ્યું.

"ઓ કળા ! હું તેજ તારો ભાઇ કે જેની દુર કરી છે તેં સગાઇ. આજે ખૂન કરવા આવ્યો છું હા.હા." તરૂણે કહ્યું.

"કોણ સમર ?" રાણીએ ગભરાઇને પુછયું

કળાવતી ! હુંજ તારો ભાઇ સમર !

કર્યો તેં દુર એ કળા ! આ ભાઇ
સમજ થયો છું તેથી હું કસાઇ.

આજે તારૂં રક્ત રેડીશ. કરેલા અપમાનનો બદલો લઇશ. ત્યારેજ પાછો જઇશ. તરૂણે કહ્યું.

" સમર ! કયા અપમાનનો બદલો લેવા ધરે છે ? તે મને જણાવીશ ?" રાણીએ પુછ્યું.

" કળા ! યાદ કર. અત્યારની મારી સ્થિતિ જો તારી સાથે રહેનાર તારો સહોદર દાસત્વ કરે. ને તું આનંદ કરે. તેજ અપમાનનો બદલો લેવા આવ્યો છું."

" સમર ! શાંત થા તારૂં દુઃખ હું સમજી. ન ગભરાઇશ. માત પિતાએ આપણને જન્મ આપી રખડતા મુકયા હતાં ત્યાર પછી આ સ્થળે ઉછર્યાં. હું મારા સ્વરૂપે આ પદને પામી અને તું દાસત્વ કરનાર થયો. તેમાં અપમાન શું ? છતાં અપમાન સમજતો હોય મને કહ્યા છતાં ના કહ્યું હોય. તો તે વિસરી જા. હું તને સુખી કરવાનાજ વિચારમાં છું." રાણીએ કહ્યું.

" શું કળા ! તું મને આ વિચારો જણાવી ઠગે છે મને સુખી કરવા યત્ન કરતીજ નથી," તરૂણે કહ્યું.

" સમર ! હું સત્યજ કહું છું. આ રાજ સત્તા હાથમાં લેવા તૈયાર થઇ છું. તો કહે, હું તને સુખી નહિ કરૂં ?"

" કળા ! તું સ્ત્રી છે. પૃથ્વી વિષે અબળા અબળા ગણાય છે, તો તું કેવી રીતે રાજ સત્તા હાથમાં લઇશ !"

"સમર! પૃથ્વી વિષે અબળા અબળ ગણાય છે. પરંતુ સમય આવતાં પ્રબળા થઇ સર્વનું સત્યાનાશ કાઢે છે. અત્યાર સુધી હું એકલી હતી. પરંતુ તું હવે મળ્યો પછી શું જોઇએ?" કળાવતીએ પુછ્યું.

"અલબત્ત કાંઇજ નહિ. કળા! હવે કામની શરૂઆત થવી જોઇએ. કાલ હુ મળશ." કહી તરૂણ ચાલ્યો ગયો. રાણી નિદ્રસ્થ થઇ.

## પ્રકરણ બીજું.

### લાલચુ ચેલા.

"રાજસિંહ? મારા પિતાશ્રી. મારા કાકાને રાજ સોંપી સ્વર્ગવાસ થયા. તો હવે મને રાજ મળવુંજ જોઇએ. કેમકે હું પુખ્ત વયનો થઇ ગયો છું. તો શા માટે મને મારૂં રાજ તેઓ ન સોંપે. શું હું ચલાવા માટે નાલાયક છું? હું શું ક્ષત્રિય ધર્મથી અજાણ છું?" રાજકુમાર પોતાના મિત્ર રાજસિંહને ઉદ્દેશી બોલ્યો.

"કુમાર સાહેબ! આપ હવે યોગ્ય થયા છોજ તેમાં કાંઇ ફેરજ નહિ." હાજી હા મેળવનાર મિત્ર રાજસિંહે કહ્યું.

"તો પછી મને રાજ નહિ સોંપવાનું કારણ શુ? જેમ કેદીને બે વખત ખાવાનું મળે છે. તેજ પ્રમાણે મારા માટે."

"પ્રભુની મોટી ભૂલ છે કે જે મોતી રાજ દરબારની શોભા વધારે છે. તેજ મોતીને કાદવમાં ઉત્પન્ન કરે છે. આપ સમાન

વીર યુવકને નિરાધાર કરી રાજ વિનાના કર્યા." ખુશામદી મિત્ર વિજયસિંહ બોલ્યો.

'એક તરફ ચંદ્રસિંહ ચંદ્રપુરને પોતાના હસ્તમાં લેવા ઉતાવળ કરી રહ્યો છે. તે સમયે પ્રજા તેનાથી દુર રહેવા ચાહે છે. ત્યારે આપણે આપણી સત્તા મેળવવા કાંઇક તો કરવુંજ જોઇએ." કુમારે રાજની સ્થિતિ કહી સંભળાવી.

"ચંદ્રસિંહની સામે થવું જોઇએ." અમરસિંહે કહ્યું.

"પ્રજાને લાંબા વિવેચનોથી ઉશ્કેરવી." રાજસિંહે કહ્યું.

"અરે ચંદ્રસિંહ પાસેથી રાજજ છીનવી લેવું જોઇએ"

"તો પ્રથમ તપાસ કરો. પ્રજાનો પ્રેમ મારા તરફ કેવો છે ?" કુમાર રણવીરસિંહે કહ્યું.

"જેવી આપની ઇચ્છા" કહી ખુશામદી મિત્ર નગ્રમાં તપાસ કરવા માટે ચાલ્યો ગયો.

"કુમાર સાહેબ ! આપને તપાસ કરવાની કાંઇ જરૂર નથી. પ્રજા તો શું પણ પરમેશ્વર પણ તમારો અમલ ઇચ્છે છે." અમરસિંહે જણાવ્યું.

"તો શું પ્રજા મારી સાથે ચંદ્રસિંહ સામું થશે ? તેને પદભ્રષ્ટ કરવા મદદગાર થશે ?" રણવીરસિંહે પુછ્યું.

"કુમારશ્રી ! આપ પુરતો વિશ્વાસ રાખો. આ ચંદ્રનગરની પ્રજા ચંદ્રસિંહને પદભ્રષ્ટ કરવા જરૂર સાહાક થશે" રાજસિંહે કહ્યું.

"શું સર્વ પ્રજા મારી સાહાક થશે ? સર્વે મારી સાથે દુશ્મનોને દુર કરવા આવશે ? કોઇનો પણ મત જુદો નહિ પડશે ?" રણવીરસિંહે પુછ્યું

"કુમાર સાહેબ! સોમાં એકજ આપના મતથી વિરૂદ્ધ હશે." અમરસિંહે કહ્યું.

"અત્યારે પ્રજા શું ઇચ્છી રહી છે?" રણુવીરસિંહે પુછ્યું.

"ફક્ત આપની રજાજ ઇચ્છી રહી છે." રાજસિંહે કહ્યું.

"તેઓને જોઇએ છે શુ?" રણુવીરસિંહે પુછ્યું

"દુશ્મનોનું મોતજ જોઇએ છે." અમરસિંહે કહ્યું.

તો જાવ સર્વને ખબ્બર આપો. દુસ્મનો સાથે લઢવા તૈયાર થાય. પદભ્રષ્ટ કરવા કમર કસે.

જમીન પર લોહિ રેલાશે, ગગનથી રક્ત રેડાશે.
હવામાં કટારો જાશે, શત્રુઓ ધ્રુજી જાશે.

રણુવીરસિંહે ખુશામદી મિત્રોનું સત્ય માની કહ્યું

"ઉડાવું શત્રુના શિષો, લઉં છુ પ્રતિજ્ઞા ભારી,
ઉખેડું જુલ્મિની સત્ત, લઉ છું પ્રતિજ્ઞા ભારી."

અમરસિંહે બહાદુરી બતાવી.

"વહાવું રક્તની ધારા અસીને ચમકાવી.
કરૂં શત્રુ પાયમાલ, વીર નાદ ગજાવી."

રાજસિંહે શૂરવીરતાનું પ્રદર્શન રાજકુમારને બતાવ્યું.

"કરૂ ના દયા કાંઇ, શત્રુઓને પછાડતાં,
દરૂં સુખને સાહેબી, કરૂં શત્રુઓને રખડતાં."

રણુવીરસિંહે તલવાર ખેંચી ઉપરોક્ત શબ્દો બોલ્યો. સર્વે કુમારને પોતાની બહાદુરી બતાવી રહ્યા. પરંતુ કૃષ્ણુસિંહ શાંતજ ઉભો રહ્યો. આ જોઇ કુમાર બોલ્યો

"કૃષ્ણુસિંહ! તમારો શું વિચાર છે?"

"કુમાર સાહેબ ! શું બોલું ? જ્યાં અસત્યજ બોલાય. તો પછી સત્ય શા માટે બોલવું. તૃષાથી પિડાવું તે સારૂં તથાપિ સમુદ્રનું ખારૂં પાણી ન પીવું. ગરીબી ભોગવવી સારી પરંતુ કંજુસ પાસે હાથ ન ધરવો. માંદગીમાં દુઃખ પામી મરણને શરણ થવું તે સારૂં. પણ ઉંટવૈદની દવા નહિજ ખાવી." કૃષ્ણસિંહે સત્ય જણાવ્યું.

"શું અમે જુઠું બોલી કુમારને છેતરીએ છીએ કેમ ? અમરસિંહ તેમજ રાજસિંહ બોલી ઉઠયા.

"અલબત્ત તમારી ખુશામદી વાતોથી કુમાર સાહેબને છેતરી રહ્યા છો." કૃષ્ણસિંહે કહ્યું.

"શું બકે છે તું ?" બન્ને બોલ્યા.

"સત્યજ કહું છું હું" કૃષ્ણસિંહે કહ્યું.

"તો શું મારા દોસ્તો જુઠ્ઠા છે. તેઓ મને છેતરે છે. કહે કૃષ્ણસિંહ કહે ?" કુમારે પુછ્યુ.

"કુમાર સાહેબ ! તેઓ એવાતો ખુશામદી છે. તેમની પીઠપર સ્વાર થઇ હંટરનો માર મારતાં સર્વત્ર ફેરવો છતાં પણ તેઓ શરમાશે નહિ. અને કહેશે કુમાર સાહેબે અમારા કામોથી ખુશ થઇ શાબાશી આપી."

"આ શું કહી નાખ્યું ?" બન્ને બોલ્યા.

"કુમાર સાહેબ ! જગતમાં વર્ણશંકર પ્રજા કરતાં નિઃસંતાન રહેવું તે સારૂં." કૃષ્ણસિંહે કહ્યું.

"વાહ અમને દુર કરાવવા શિખામણ તો સારી આપે છે. સાપને દુધ પાયું ત્યારેજ કરડવા આવ્યો કે ?" રાજસિંહે કહ્યું.

"સાપમાં અને તારામાં ફેરજ શું છે ?" અમરસિંહે કહ્યું.

"ભાઇ! હું સાપ છું. પરંતુ મારા માલિક પ્રત્યે વફાદાર છું. તમારા કરતાં હજાર દરજ્જે ઉત્તમ છું." કૃષ્ણસિંહે કહ્યું.

"તે કેવી રીતે?" બંને એ પુછ્યું.

"સાપ તો છંછેડવાથી કદાપિ કરડે. પરંતુ તમે તો કરડો તો એ હાલ કરો. કરડેલા સર્પનું ઝેર ઉતરે, પરંતુ તમારૂં પાયેલું વિષ કદાપિ ન જાય." કૃષ્ણસિંહે કહ્યું

' ઓહ! બંને ક્રોધથી બોલ્યા.

"કુમારશ્રી! તેમના શબ્દોમાં હળાહળ ઝેર છે. તેમના રસ્તામાં દગાબાજીઓ ભરેલી છે. તેમની વાતો આફતનું વાદળ સમક્ષ લાવનારી છે." કૃષ્ણસિંહે કહ્યું.

"પોતાનો લાભ જોવો તે દરેક મનુષ્યની ફરજ છે."

"ખુશામદીના કહેવાથી પોતાના વડીલોનું અપમાન કરવું તે શું સજ્જનનો ધર્મ છે?" કૃષ્ણસિંહે પુછ્યું.

"જે આખું રાજ પચાવી પડવા ઇચ્છા રાખે તેને શું સજા ન કરવી?" રણવીરસિંહે સામો પ્રશ્ન કર્યો

'સર્પ ઘરમાં પેસે તો મકાનજ સળગાવી દેવું તે કયનો ન્યાય?" કૃષ્ણસિંહે પુછ્યુ.

"પોતાના સારા માટે અન્યને દુઃખ થાય તેથી શું થયું?"

"પોતાને ખાવા માટે અન્યનું મકાન સળગાવું તે શું સારૂં કહેવાય?" કૃષ્ણસિંહે પુછ્યું.

"ઓ નિમકહરામ! જે કુમારે તને પાળ્યો તેનું શું આ અપમાન. ઓ પરમેશ્વર! તું કેટલી ભુલો કરે છે. જેને પુચ્છ આપવું જોઇતું હતું. તેના મનુષ્યને આપી મુચ્છ" રાજસિંહે કહ્યું.

"ઓ મૂર્ખના સરદાર ! આ સમયમાં જેનું ખાવું તેનુંજ ગાવું. જેના મકાનમાં મફત રહેવું. તેનુંજ નામ જપવું.

"એ તમારા જેવા ખુશામદખોરોનું કામ છે."

"ભાઇ ! તને ખબર છે.

કરે સર્વની ખુશામદ તો દુનીઆ રાજી છે,
સાચું તો એ છે ખુશામદથી પ્રભુ પણ રાજી છે."

"અહા ! શું સર્વ કાંઇ બદલાઈ ગયું ? સિંહને જોઇ સસલું મારવા ધસસે, નોળીઓ સર્પ જોઇ સંતાઇ જશે, તોજ તમારૂં કહેવું સત્ય થશે." કૃષ્ણસિંહે જણાવ્યું.

"કૃષ્ણસિંહ ! ખરેખર મારે માટે તેમજ થયું. ખુશામદી દોસ્તના ભરમાવ્યાથી સત્ય ન સમજ્યો. પરંતુ આજે તેં પ્રત્યક્ષ કરી બતાવ્યું." રણવીરસિંહે કહ્યું.

"કુમાર સાહેબ ! આ શું ?" રાજસિંહે કહ્યું.

"આના સપાટામાં સપડાઇ ગયા ?" અમરસિંહે કહ્યું.

"બસ ચુપ ચાપ ચાલ્યા જાઓ—મારે તમારી જરૂર નથી

રણવીરસિંહના કહેવાથી ચાલ્યા ગયા. બંને મિત્રો પછીથી ગયા.

---

# પ્રકરણ ત્રીજું.

## બારવટીઆના આશ્રયે.

મધ્યાનનો સમય થયો છે. ચંદ્રનગરમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી છે. સૂર્યનારાયણ સખ્ત તાપથી તપી રહ્યા છે.

તે સમયે આપણે પ્રથમ પ્રકરણમાં જોએલો કળાવતીનો ભાઇ સમરસિંહ મહેલ તરફ જઇ રહ્યો છે. તે ઝડપથી પગલા ઉપાડે છે. કારણ કે તે રાણીને મળવા આતુર થઇ ગયો છે મહેલ પાસે પહોંચતાજ તેનો ચ્હેરો પ્રફુલ્લિત થયો તે મ્હોટા બારણા પાસે આવ્યો. પરંતુ પહેરગીરોએ આગળ વધતા અટકાવ્યો. કારણ કે પટરાણીને મળનારે આજ્ઞા મંગાવવીજ જોઇએ

"મને શા માટે રોકો છો ?" સમરસિંહે તપીને કહ્યું

"રાણી સાહેબની અંદર જવાની આજ્ઞા નથી." પહેરગીરે જણાવ્યું.

"પરંતુ આ સમયે મળ્યા સિવાય ચલે તેમ નથી."

"તો રજા મંગાવવી પડશે" પહેરગીરે જણાવ્યું.

"કહેજો સમરસિંહ મળવા માંગે છે" સમરસિંહે કહ્યું.

"બહુ સારૂ" કહી પહેરગીર ચલ્યો ગયો. મહેલના દ્વાર પાસે દાસી ઉભેલી હતી તેને રજા લાવવાનું કહ્યું, આથી દાસી રાણી પાસે જઇ નીચા નમી સલામ કરી કહ્યું.

"રાણીબા ! કોઇ સમરસિંહ કરીને માણસ મળવા માગે છે. આપની રજા હોય તો મહેલમાં પહેરગીર પ્રવેશવા દે."

"ઠીક, જા આવવા દે !" રાણીની આજ્ઞા મળતાંજ દાસી નચે આવી, અને પહેરગીરને જણાવ્યું આથી પહેરગીર સમરસિંહ ઉભો હતો ત્યાં આવી કહ્યું.

"મહારાણીની રજા છે." આ શબ્દો સાંભળતાંજ સમરસિંહ સત્વરે જ્યાં કળાવતી બેઠી હતી તે સ્થળે ગયો. સમરસિંહને જોતાંજ કળાવતી બોલી. "ભાઇ ! આવ્યો કે ?"

"કળાવતી ! આવ્યો તો ખરો, પરંતુ મોટી અડચણે તારા મહેલના દાસ દાસીઓ રોકે તે શું સારૂં ? હું તારો ભાઇ છું, વળી આખર જતા રાજા થનાર છું તેમ છતાં મને રોકે ? આ પ્રમાણે થાય તો આપણાથી નહિ અવાય."

"સમર ! તારી ભૂલ છે. હું અને તું બંને જાણીએ છીએ કે ભાઇબ્હેન છીએ. તેઓ કાંઇ જાણે છે ? વળી આ મહેલ તે પટરાણીનો છે એટલે દરેક માટે અટકાવનો હોયજ, નહિતો રાણી અને પટરાણીમાં ફેર શું ?" કળાવતીએ શાંત પાડતા કહ્યું.

"બોલ ! હવે કાર્યની શરૂઆત ક્યારથી કરવાની છે ?"

"આજથીજ અને અત્યારથીજ જો ! પ્રથમ રાજના વારસનું ખૂન કરવાનું છે." કળાવતીએ કહ્યું

"રણવીરસિંહનું કે ?" સમરસિંહે પુછ્યું.

"નહિ રણવીરસિંહનું તો નહિજ કારણ કે, તે હવે રાજનો માલેક થઇ શકનાર નથી. તેના પિતાના ગત થવાથી ચંદ્રનગર ચંદ્રસિંહની સ્વાધિનતામાં આવેલું છે. હવે તો ચંદ્રસિંહનો પુત્રજ ગાદિનો વારસ થનાર છે. હું તો નિઃસંતાન છું. જેથી હાલમાં હું ચંદ્રસિંહથી દુર થઇ છું. જેથી રાણી સત્યવતીનો પુત્ર ચતુરસિંહ છે તેને સંહારવો. આથી મારૂં માન છે તેથી પણ વિશેષ થશે ને રાજ સત્તા હાથમાં આવશે." કળાવતીએ કહ્યું.

"ઠીક ત્યારે હું જાઉં છું." કહી સમરસિંહ ઉતર્યો ને બાળકુમાર જ્યાં રમતો હતો તે સ્થળે આવ્યો. કુમાર ચતુરસિંહ સમજે નહિ, તે પ્રમાણે ફસાવી તે સ્થળથી દુર લઇ ગયો. પછીથી આંસકી પ્રમાણે ભાથી અઘેર જંગલમાં આવ્યો. કુમાર ગભરાઇને

બેશુદ્ધ થઇ ગયો હતો. [illegible]નની હવા લાગતોજ જાગૃત થયો ને બોલ્યો.

"સમરસિંહ! વ્હાલા ભાઇ સમરસિંહ! તું મને ત્યાંથી શા માટે આ અઘોર જંગલમાં ઉપાડી લાવ્યો. મને અહિં લાવવાથી શું ફળ પ્રાપ્ત થયું કહે? મને તો બીક લાગે છે."

"ચતુર! હમણાંજ તારી બીક જતી રહેશે, કેમકે તું હવે પ્રભુના નિર્ભય સ્થાનમાં જવાનો છે"

"શું હું મારા નગરમાં પુનરપિ જઇ શકવાનો નથી? સમર! આ શું દગો!"

"ચતુર! આ દગો નથી. પરંતુ તારૂં કમનશિબ."

"સમર! તુ કોને કમનશિબ કહે છે?"

"તને. ઓ ચંદ્રનગરના પાટવી ચતુર તને."

"શું હુ સમર!?" ચતુરસિંહે પુછયું.

"હા. તુજ. ને તેથીજ આજે માર્યો જઇશ."

"કોની આજ્ઞાથી હું માર્યો જઇશ?" ચતુરસિંહે પુછયું.

"મારા હાલના માલેકની." સમરસિંહે કહ્યું.

"માલિક! તારો હાલનો કોણ માલિક છે!"

"મહારાણી કળાવતી." સમરસિંહે કહ્યું.

"સમર! તું જુઠું બોલે છે. મારી માતા કળાવતી તેવી ભયંકર નથી કે મારૂં ખુન કરાવે." ચતુરસિંહે કહ્યું.

"ઓ મૂર્ખ! કળાવતીની દયાનો વિચાર છોડ, અને પ્રભુ સાથે પ્રિતિ જોડ" સમરસિંહે કહ્યું.

"શું કળાવતી નિર[illegible]" ચતુરસિંહે કહ્યું.

"બસ, ચુપ રહે" સમરસિંહે ગુસ્સાથી કહ્યું.

"મારૂં ખુન કરાવવાનું પ્રયોજન?" ચતુરસિંહે પુછયું.

"સાપ અને નોળીઆને વૈરનું કારણ છે તેવુંજ તારૂં."

"સમર! મને ન માર. હું તને હાથ જોડું છું"

"તે મારાથી નહિ બનશે." સમરે કહ્યું.

"હું તને પ્રાર્થના કરૂં છું કે મને બચાવ." ચતુરે કહ્યું.

"તારો બચાવ થવો મુસ્કેલ છે."

"તારા પગમાં મારૂં માથું મુકું છું." ચતુરે કહ્યું.

"બસ, જીભ બંધ કર અને આ ચળકતી સમશેર પ્રતિ દૃષ્ટિ કર." સમરે ક્રોધથી કહ્યું.

"નહિ. સમર! મને ન માર. મારૂં ખુન કર્યાથી શું ફળ પ્રાપ્ત કરીશ? અફસોસ સિવાય કાંઇ પણ હાથ આવશે નહિ. આ પંચ ભુતોની બનેલી કાયા પંચ ભુતોમાં મળી જશે. આ આત્મા પરમાત્મા સ્વરૂપ છે તે પરમાત્મામાં મળી જશે જો મારા વસ્ત્ર પર લોભાયો હોય તો તે લઇ લે. પરંતુ મને જીવતો છોડ હું તારો ગુલમ થઇને રહીશ. તારૂં એઠું જુઠું ખાવા આપીશ તોપણ તે પ્રેમથી ખાઇશ તું ભુખ્યો રહીશ તો હું પણ ભુખ્યો રહીશ. પણ ન માર. જો. આ સમશેર! જેને તું નિર્દય સમજી લાવ્યો હતો તે પણ મારા શબ્દ સાંભળી દયા કરવા ચાહે છે. તો ભલા ભાઇ! તું શા માટે દયા નથી કરતો?"

"હું ખુન સિવાય બીજું કરી શકતો નથી."

"તું તલવારથી પણ વિશેષ નિર્દય છે!"

"બસ! હવે જીભને અટકાવ."

"હવે મારે કોની પાસે દયા યાચવી? ઓ પ્રભુ! તું મદદ કર." ચતુરસિંહે કહ્યું.

"છોકરા! શાન્ત થા." સમરસિંહે કહ્યું.

"ઓ ભાઇ. મને છોડ. છોડ. જવા દે." કહી કુમાર નાસવા માંડે છે. આ જોઇ સમરસિંહ બોલ્યો.

"ઓ છોકરા? તુ શું મારા હાથમાંથી છટકી જઇશ?" કહી એક દોટમાં તેને પકડીને પાછો લાવ્યો.

"શું તું મને નહિ બચાવે? હું પ્રભુ પાસે આની ફર્યાદ નોંધાવીશ." ચતુરે કહ્યું.

"પ્રભુ પાસે જઇ તું શું કહીશ?" સમરે પુછ્યું.

"તારા આ કર્મની કથા." ચતુરે કહ્યું.

"તે તને જવાબ નહિ આપશે." સમરે કહ્યું.

"તે જરૂર જવાબ આપશે." ચતુરે કહ્યું.

"ઓ ચબાવલા છોકરા! બોલતો બંધ થા. અને મરવા માટે તૈયાર થઇ જા" સમરે કહ્યું.

"શું તું મારૂં ખુન કરવા ચાહે છે?"

"હા હું તેજ કરવા ચાહું છું." સમરે કહ્યું.

"ઓ પ્રભુ!" કહી કુમારે બુમ મારી આ સાથેજ બારવટીઓ તે સ્થળે દોડી આવ્યો. અચાનક સશસ્ત્ર મનુષ્યને જોતાં સમર નાસી ગયો. બારવટીઓ કુમારને ઘોડાપર નાખી પોતાના સ્થળે લઇ ગયો.



# પ્રકરણ ચોથું.



## પરિચય.

ચંદ્રનગરમાં નવલકથા શરૂ થઇ તે પહેલાં શું શું બનાવો બન્યા તે જોઇએ.

મહારાજા કનકસિંહ ચંદ્રનગરમાં શાંતિથી રાજ કરતા હતા. પ્રજા શાંતિથી રહેતી અને રાજાનું શુભ ઇચ્છતી. કનકસિંહને એક ભાઇ હતો. તે પણ કનકસિંહનું શુભ ઇચ્છતો. બંને ભાઇઓમાં અપૂર્વ સંપ હતો. આથી તે રાજપર કોઇપણ નજર કરતું નહિ. કનકસિંહને એકજ પુત્ર હતો. તે સમયે ચંદ્રસિંહ પોતાના પુત્રવત્ પાળી તેને સંતોષતો. તેવામાં એકાએક કનકસિંહનું મૃત્યુ થયું. આથી સર્વ કોઇ દુઃખી થયા. પરંતુ ચંદ્રસિંહ ગાદીએ બેસી કનકસિંહ જેવો અમલ ચલાવ્યો. આથી પૂર્વવત્ શાંતિ ફેલાઇ. જ્યારે ચંદ્રસિંહ ગાદીએ બેઠો તે સમયે સમરસિંહ અને કળાવતી બંને રણવીરસિંહની માતાની દાસી પાસે ઉછરતાં હતાં. પતિ શોકે રણવીરસિંહની માતાએ દેહ ત્યાગ્યો. આથી દાસી કળાવતીને મહારાજા ચંદ્રસિંહને સોંપી. ચંદ્રસિંહ તેના સ્વરૂપમાં મોહી પોતાની પટરાણી કરી સ્થાપી. અને સમરસિંહ પહેરગીરના પદે આવ્યો.

બંને ભાઇ બ્હેન વિખુટાં પડયા. કળાવતી ચંદ્રસિંહ પર પોતાની સત્તા બેસાડે તેવામાં સત્યવતી નામની કન્યા સાથે લગ્ન થયાં. ચંદ્રસિંહ બંનેને સરખી નજરે જોતો. સત્યવતી કળાવતીને પોતાની મોટી બ્હેન સમજતી આથી કળાવતીનું પટરાણી પદ કાયમ રહ્યું.

ઇશ્વર કૃપાથી સત્યવતીએ પુત્ર રત્નનો જન્મ આપ્યો. આથી ચંદ્રસિંહ સત્યવતીને વિશેષ ચાહવા લાગ્યો. તેથી કળાવતીને દ્વેષ ઉત્પન્ન થયો. તેથી સત્યવતીને મારી નાખવા પોતાના વફાદાર નોકર સ્નેહસિંહને કહ્યું. સ્નેહસિંહ તેના મતમાં ભળ્યો નહિ. આથી તિરસ્કાર સાથે દુર કર્યો. સ્નેહસિંહ તે સ્થળનો ત્યાગ કરી જંગલમાં પોતાના મિત્રો સાથે વસવા લાગ્યો. ત્યાં તેણે અજ્ઞાન લોકોને સુધારી કળાવતીનો નાશ કરવા સતત યત્ન કરવા લાગ્યો. ચંદ્રસિંહ પોતાના મહેલે નહિ આવવાથી તેમજ પોતાનું ચલણ નહિ ચાલવાથી રાજાનું ખુન કરવા વિચાર્યું. ત્યારપછી શું બનાવ બન્યા તે આપણે જોયા.

બાળકુમારને સમરસિંહ જંગલમાં મારવા લઇ ગયો અને જે બારવટીઆએ ચતુરસિંહને બચાવ્યો. તે સ્નેહસિંહનો મિત્ર હતો. હવે આપણે આગળ જોઇએ.



# પ્રકરણ પાંચમું.

## જંગલમાં.

બારવટીઓ બાળકુમારને લઇ પોતાની છાવણીમાં આવ્યો. ચતુરસિંહને ત્યાં મુકી પોતાના સરદાર સ્નેહસિંહને આ સમાચાર કહેવા ગયો. સરદારે શિકાર હાથમાં આવ્યો છે જાણી પોતાને ઠેકાણેથી ઉઠયો અને જ્યાં ચતુરસિંહ હતો ત્યાં આવ્યો તે સમયે બારવટીઆઓ કુમાર સટકી ન જાય આથી એક બીજાને ઉદ્દેશી કહેતા.

"રામસિંહ! ખબરદાર. ખબરદાર" તેના જવાબમાં રામસિંહે બોલ્યો.

"સુર્યસિંહ! હોશિયાર." આથી સુર્યસિંહે કહ્યું "પલાયન નથી થવાનો શિકાર."

જ્યારે આ પ્રમાણે સાવધાનતા સુચક શબ્દો બોલાતા હતા, તે સમયે સ્નેહસિંહે ત્યાં આવી પુછયું.

"ઓ છોકરા! તું કોણ છે? તારી શાથી આ દશા થઇ. તે તું જણાવીશ?"

"હાય! મારી આ દશા થવાનું કારણ શું બતાવું? શું કહું?" ચતુરસિહે કહ્યું.

"જ્યારે તુ આટલો દુઃખી છે. તો અમે કહીએ તેમ કરવા તૈયાર થા. તેની પ્રતિતિ માટે અમે કહીએ તેના સોગંદ ખા." બારવટીઆએ કહ્યું.

"બોલો! શું કરવાનું છે? શાના સોગંદ ખાવાના છે?" તો પ્રથમ તારા ઇષ્ટ દેવના સોગંદ ખા કે જેથી તુ કોઇને દગો દેવાની હિંમત ન કરે."

"હું કોઇને દગો દઉં તો અંતમાં શું થશે?"

"તારા ટુકડે ટુકડા થશે."

"તો હું પ્રભુના સોગંદ ખાઉં છું."

"વાહ. આનંદ. ઠીક હવે અમારા કામમાં મદદગાર થા."

"ક્યા કામમાં?" ચતુરસિંહે પુછ્યું.

"કળાવતીની જડ ઉખેડી નાખવા." સ્નેહસિંહે કહ્યું.

"તમારે તેમ કરવાનું કારણ?" ચતુરસિંહે પુછ્યું.

"તેના દુષ્ટ કર્મોની શિક્ષા આપવા."

"આ પણ તેનાજ પંઝામાં સપડાયો હતો." જે બારવટીઆએ બચાવ્યો હતો તે બોલ્યો.

"શું આ છોકરો સ્નેહસિંહે પુછ્યુ.

"જી હા! આજ છોકરો."

"છોકરા! તારૂં નામ?" સ્નેહસિંહે પુછ્યું.

"જી. ચતુરસિંહ" પછીથી સર્વે પોતાના સ્થળે ગયા.



# પ્રકરણ છઠું.

## દગો કોઇનો સગો નથી.

આજે મહારાજા ચંદ્રસિંહ પોતાના મહેલે આવવાના છે. તે સમાચાર જાણતાં રાણી કળાવતી કંઇક અજબ રંગમાં આવી ગઇ છે. આજે તેણીએ પોતાની ઇચ્છા પૂર્ણ કરવાનું નક્કી કર્યું છે. તે અત્યારે પોતાની ખાનગી ઓરડીમાં બેઠી છે. ચાલો! 'આપણે ત્યાં જઇએ,ને જોઇએ કે તે શું કરે છે.

બસ આજનો લાગ બહુ ઉત્તમ છે. આવો સોનેરી સમય વારેવારે આવવાનો નથી. આજેજ હું મારી ઇચ્છા પૂર્ણ કરીશ. આ ચંદ્ર નગરની રાજ્યાધિકારીણી થઇશ. લાંબાં સમયની ઇચ્છા જાહેર નહિ કરતાં ગુપ્ત રીતે પૂર્ણ થશે. મારા પ્રયોગથી તે હંમેશને માટે આ લોક છોડી પરલોકમાં ચાલ્યો જશે. ચંદ્રા ચંદ્ર' મારૂં માન નષ્ટ કરી સત્યવતીનુ' વધાર્યું'. મારૂં અપમાન અને તેનું સન્માન. બસ આથીજ તારે આ લોક છોઠી ચાલ્યા જવું પડશે. મારા ભયંકર કોપનો ભોગ થઇ પડવું પડશે! આ કળાવતી તેની કળામાં કુશળી. ગુપ્ત રીતે હોળી ખેલસે ત્યારેજ રહેશે.

કહી રાણીએ કબાટમાંથી તિવ્ર વિષની શીશી કાઢી પુનઃ કબાટ બંધ કરી પોતાના તે ઓરડાને ત્યાગી. દિવાનખાનામાં આવી. ત્યાં સુવર્ણના બે પ્યાલા ટેબલ પર પડેલા હતા. તે લીધા. એક પ્યાલાને દુર મુકી બીજામાં પોતાની સાથે આણેલું તિવ્ર વિષ

રેડયું. પછી શરબતનો શીશો લાવી તેનામાં તેમજ દુર મૂકેલા પ્યાલામાં રેડયું. અને હલાવી વિષ તેમજ શરબતને મેળવી દીધું. ત્યાર પછી તિવ્ર વિષથી ભરપુર પ્યાલાને ભુલથી દુર મુકી શરબતના પ્યાલાને તે સ્થળે મુકયો પછી આનંદથી હીંચકા પર બેઠી તેટલામાંજ મહારાજા પધારે છે તેની નેકી સંભળાઇ આથી કળાવતી હર્ષથી બોલવા લાગી.

"આવ્યો! આવ્યો! આ પૃથ્વીનો પળનો મહેમાન આવ્યો. તેથીજ આ કળાવતીનો સિતારો જાગ્યો. ઓ ચંદ્રા જલ્દિથી આવ. અને વિષથી શાંત થા. આ કળાવતી તારીજ રાહ જોઇ રહી હતી. તારૂંજ રટણ કરી રહિ હતી. ચંદ્ર! મારૂં અપમાન કરનાર ચંદ્ર! આજે તું જીવતો જનાર નથી. આ કળાવતી તેના પંઝામાંથી કદાપિ પણ છોડનાર નથી. બસ આજનો તારો છેલ્લો દિવસ છે. આ રાણી પોતાનો વિજય વાવટો સર્વત્ર ફરકાવનાર છે. ચંદ્રને આવતાની સાથે પ્રેમથી બોલાવવો. યુક્તિમાં ફસાવવો અંતમાં પરલોકમાં પહોંચાડવો" શબ્દો પુરા થયા ને મહારાજાના દર્શન થયાં. કળાવતી પોતાની કપટ જાળ વિસ્તારવા ઝડપથી ઉઠીને લેવા સામી ગઇ.

"પ્રિયા! ઉઠવાનો શ્રમ કરવાની શી જરૂર હતી? તમારા કોમળ પગને શા માટે તસ્દી આપી." રાજા ચંદ્રસિંહે કહ્યું.

"વ્હાલા! તમારા કરતાં કાંઇ આ દેહ અમુલ્ય નથી. આપનાથીજ સર્વ કાંઇ છે. મારા મનોરાજ્ય પર અમલ ચલાવનારા રાજા તમારો આવો પ્રેમ જોઈ આનદીત થાવું છું." કહી કપટ કળામાં ચતુર કળાવતી પોતાના સ્વામી ચંદ્રસિંહને હીંચકા પર બેસાડયા અને પોતે સામે બેસી હીંચકા નાખવા લાગી.

"પ્રિયે! આનંદીત થાવ તેમાં શું શક? પરંતુ તમારા નાજુક કરને તસ્દી ન આપો. આવો મારી સાથે બેસો." ચંદ્રસિંહે કહ્યું.

"વ્હાલા! આપનો આ પ્રેમ હમેશને માટે કાયમ રહેશે કે કેમ? તેને માટે મને સંદેહ ઉત્પન્ન થાય છે." કળાવતીએ કહ્યું.

"કળાવતી! આજે તારા મોહામાંથી આ પ્રશ્ન સાંભળી વિચારમાં ડુબી જાઉં છું. તારા જેવી સ્વરૂપવાન બાળાનો ત્યાગ કરી શા માટે અન્યને ચ્હાઉં." ચંદ્રસિંહે કહ્યું.

"વ્હાલા! આપતો કહો છો તે પ્રમાણે વર્તશો. પરંતુ આ સૃષ્ટિમાં કેટલીક બાળાઓ પોતાનો પ્રેમ અન્યને સોંપી કેટલી દુઃખી થાય છે. ચ્હાનારો તો તેની કદાપિ સંભાળજ લેતો નથી. કળાવતીએ કહ્યું.

"પ્રિયે! કદાચ તમારૂં કહેવું ખરૂં હશે. જો કે તે મનાય તો નહિજ. એવા અભાગીઓ ભાગ્યેજ હશે કે પોતાને ચ્હાનાર બાળાને દગો દઇ અન્યને ચ્હાવા જાય" ચંદ્રસિંહે કહ્યું.

"તો શું વ્હાલા! હું સ્ત્રીઓની ખોટી વડાઇ કરૂં છું કેમ! તમે પુરૂષોનું તાણતા હો તેમ જણાય છે." કળાવતીએ કહ્યું.

"પ્યારી! તારૂં કહેવું અસત્ય તો નજ કહેવાય. આ સૃષ્ટિમાં તેવા પણ મનુષ્યો હશેજ કે જે પ્રેમી બાળાઓનો તિરસ્કાર કરે. તારો પ્રેમ જોતાં આ હૃદયમાં કાંઇ કાંઇ થાય છે અને તારો પ્રશ્ન સાંભળી મન મુંઝાય છે. હું તારા માટે કયો શબ્દ વાપરૂં જેથી મારો પ્રેમ સાથે તારો પ્રેમ મળી જાય ને કહેલા પ્રશ્નનુ સમાધાન થઇ જાય." ચંદ્રસિંહે પ્રેમ દર્શાવતાં કહ્યું.

"મારો પ્રેમ કેટલો ધારો છો?" કળાવતીએ પુછ્યું.

"વ્હાલી! તારા પ્રેમનો શુમાર કાઢવો મુશ્કેલ છે. જેમ સમુદ્રમાં મોજા આવે છે તેની ગણતી થતી નથી તેજ પ્રમાણે તારો પ્રેમ મારા પર છે." ચંદ્રસિંહે કહ્યું

"વ્હાલા! આપ આ સત્ય બોલો છો કે ઉપરતુંજ તે મને સમજાતું નથી." કળાવતીએ કહ્યું.

"વહાલી! હુ જે કાંઇ બોલું છું તે સર્વ સત્યજ બોલું છું." ચદ્રસિંહે કહ્યું.

કળાવતી અને ચંદ્રસિંહની આ પ્રમાણે વાતચિત ચાલે છે. તેવામાં પહેરગીર ત્યાં આવ્યો અને નમન કરી બોલ્યો.

"મહારાજા! આજ્ઞા હોય તો બોલું."

"બોલ! શું કહેવા માગે છે.?" કળાવતીએ પુછ્યું.

'એક દૂત પત્ર આપવા ચાહે છે." પહેરગીરે કહ્યું.

એો નાલાયક, મૂર્ખના સરદાર! તને ખબર નથી કે આ કચેરીનું કામ કરવાનું ઠેકાણું નથી પરંતુ આનંદનું છે. તે સ્થળે આવી તું ગરબડ કરે છે બસ ચલ્યો જા અને દુતને કહે કે હમણાં ચાલ્યો જાય. દરબારના સમયે મળે. આ સમયે હું તેને મળવાને ચહાતોજ નથી: બસ ચાલ્યો જા." ચંદ્રસિંહે ખલેલ થવાથી કહ્યું.

"તે પ્રમાણે કહેવાની કાંઇ જરૂર નથી તેને અહીં આવવા દે. વખતે કાંઇ રાજદ્વારી કાગળ હશે. અથવા તો સત્યવતીનો હશે. સમજ્યાને." કળાવતીએ કહ્યું. પહેરગીર ગયો ને દુતે આવી નમન કરી પત્ર આપ્યો.

"તેનામાં શું લખ્યું હશે ?" ચંદ્રસિંહે પુછ્યું.

"એ તો એજ. તમારી બદનામી. પ્રજા તરફની લાગણીઓ અથવા તો મારી બદનામી. જુઠા પ્રેમની વાતો મને અને તમને હંમેશને માટે દુર કરનારી કોશીષો."

"અહા ! આ શું બોલી રહી છે. રાજા પર કેટલો કાબુ રાખી રહી છે. શું તું શું સમજાવી રહી છે." જાસુસ મનમાં બોલ્યો પત્ર ખોલી રાજા વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં રાજાના મૂખારવિંદ પર શોકની છાયા છવાઇ ગઇ. તે જોઇ કળાવતી બોલી.

"વ્હાલા ! કેમ એકાએક આપનું મૂખારવિંદ કરમાઇ ગયું ? કાંઇ શોક સમાચાર તો નથીને ? શું છે જેથી અંતર દુઃખાય છે. શું સત્યવ્રતીએ આપ અહીંઆ પધાર્યા તેથી ક્રોધ ઉત્પન્ન થાય તેવા શબ્દો તો નથી લખ્યાને ? શું છે વ્હાલા ! ?"

"વ્હાલી ! તમારા શબ્દો મારા હૃદયમાં તીરોની માફક ખુંચે છે. મારા કયા અપરાધથી આ સર્વ સાંભળવું પડે છે. તે સમજાતું નથી." ચંદ્રસિંહે કહ્યું.

"પરંતુ વ્હાલા ! તેમાં શું લખેલું છે તે તો મને જણાવશો. જણાવવામાં કાંઇ વાંધો હોય તો સાંભળવા માંગતી નથી. દાસીની અરજ સ્વિકારાય તેવી હોય તો સ્વિકારો નહિ તો કાંઈ જરૂર નથી ?" કળાવતીએ કહ્યું.

"વ્હાલી ! તારાથી આ ચંદ્રસિંહ કાંઇ જુદાઇ રાખતોજ નથી. હું તારા મહેલે આવું છું ત્યારેજ આનંદ થાય છે નહિ તો આ હૃદય શોકથી ગભરાય છે. તારા વિના આ ચંદ્રસિંહ ગાંડો ઘેલો બની જાય છે. જેમ પુરૂરવા પોતાની પ્રિયતમા ઉર્વશી વિના દુઃખી

થઇ જંગલો જંગલ ભટકયો હતો તેજ પ્રમાણે મારી દશા છે. વ્હાલી! તારે ત્યાં હું ન આવ્યો ને સત્યવતીને ત્યાં રહ્યો તેથીજ આ પ્રમાણે બોલે છે તેમ જણાય છે. રાણી! મનમાં તેવું ન રાખવું. તું તો તેને બ્હેન બરાબર રાખે છે. તેના સુખથી રાજી થાય છે. પરંતુ આ શબ્દો સાંભળી મારૂં હૃદય દુઃખી થાય છે. મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે. મારાથી એવો કાંઇ ગુન્હો થયો હોય તો મનમાં રાખી ભુલી જવો. પરંતુ આ પ્રમાણે ન બોલવુ ચંદ્રસિંહે કહ્યું.

"સ્વામિન્! હવે તમારૂં બોલવું રહેવા દો. હું કાંઇ તમારા અપરાધ જોવા આવી નથી. આપ ચાહ્ય તેમ વર્તો તમને કોઇ રોકનાર નથી. હુ તો તમારા ચર્ણની દાસી છું. મારાથી બોલાય તે આપ ક્ષમા કરો. કાંઇ આપના ગુન્હા હું ક્ષમા કરૂં આપ તેવુ બોલી મને પાપમાં ન નાંખો. મારી તો ફરજ છે કે આપના બોલે બોલે ને પગલે પગલે અનુંસરવું. સ્રીનો ધર્મ છે કે પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી. વળી જયાં પતિ જાય ત્યાંજ સતિએ જવું જોઇએ." નાથ! આપની પ્રત્યેક આજ્ઞા પાળવી તે મારો ધર્મ છે. કાંઇ આપને મારૂં કહેવું સાંભળવાનું નથી. હું તો સત્યવતીને સુખી કરવા ચાહું છુ. તેનું સુખ જોઇ રાજી થવા ઇચ્છું છું. પરંતુ તે વાતને અત્યારે કાંઇ નથી. આ આવેલ પત્ર કોનો છે? અને તેનામાં શું લખેલું છે કે જેથી આપનો પ્રફુલિત ચ્હેરો કરમાઇ ગયો તેજ જાણવાની જરૂર છે." પતિનો નાશ કરવાં તૈયાર થએલી દુનીઆમાં સતિની ગણતરી કરાવનારી હજારોને રડાવનારી કપટકળામાં પ્રવિણ તેવી કળાવતીએ પતિવ્રતાનો આડંબર ધારણ કરી ચંદ્રસિંહને શબ્દે શબ્દે ફસાવતી સમાચાર પુછવા લાગી.

" રાણી ! તેમાં કંઇ નથી. જાણવાથી જીવ ઉદાસ થશે. માટે હઠ છોડી દે." ચંદ્રસિંહે કહ્યું.

" ભલે તો આપની મરજી. આપની અનીચ્છા હશે, તો મારે જાણવાની જરૂર નથી." કળાવતીએ કહ્યું:

" જ્યારે તારો જીવ નિરાશ થાય છે તો સાંભળ મારે અહિંથી રણક્ષેત્રમાં જવાનું છે. મારા ભાઇના પુત્ર રણવીરસિંહે કાગળ મોકલાવ્યો છે. તેમાં લખ્યું છે " મારી સત્તા સોંપી દો. યા તો રણક્ષેત્રમાં આવજો." આ ઉદેશનો પત્ર છે." ચંદ્રસિંહે કહ્યું.

" વળી જંગલમાંનો વાંસડો ફાટયો કે શું ? અત્યાર સુધી શાંત રહ્યો ને હવે લઢવા તૈયાર થયો ?" કળાવતીએ કહ્યું

" વ્હાલી ! તેમાં શુ ? એ છોકરાને મસળી નાંખવો અને મચ્છર મસળવો તે મારે માટે સરખુ છે હમણાંજ હતો ન હતો કરી નાંખીશ " ચંદ્રસિંહે કહ્યું.

" વ્હાલા ! આપને ત્યાં જવાની કાંઇ જરૂર નથી. આપણા સૈનિકો તેને સંહારી વિજય વાવટો ફરકાવતા પલકમાં આવી પહોંચશે. માટે તમે જવાનું રહેવા દો. તમે ઘણી લઢાઇઓ લઢયા. હવે વૃદ્ધાવસ્થામાં શાંત રહો તો સારૂં કહેવાય." કળાવતીએ કહ્યું.

" વ્હાલી ! તમારો પ્રેમ આ પ્રમાણે બોલાવે છે પરંતુ મારા સિવાય સૈનિકો કાંઇપણ કરી શકે તેમ નથી, માટે ત્યાં ગયા સિવાય ચાલેજ નહિ." ચંદ્રસિંહે કહ્યું

" વ્હાલા ! આપની જ્યારે જવાની ઇચ્છા છે તો ભલે જાવ. હું તમને રોકવા ચ્હાતી નથી." કળાવતીએ કહ્યું.

" દુત ! જા. રણવીરને કહેજે હું તૈયારજ છું."

"જેવી ઇચ્છા" કહી દુત ચાલ્યો ગયો.

"વ્હાલા! આપ જાવ તે પહેલા મારા હસ્તથી શરબત પીતા જાવ કે જેથી વિજય કરી વ્હેલા આવો."

"લાવ! તારા હાથથી મળતો શરબત કયો અભાગીઓ ન પીએ?" ચંદ્રસિંહે કહ્યું.

કળાવતીએ શરબતનો પ્યાલો આપ્યો રાજાએ તે પીધો પછી કહ્યું. "વ્હાલી! હવે હું જઇશ!"

"હા! આવજો" કળાવતીના શબ્દો સાંભળી રાજા ગયો કે તરતજ સમરસિંહ આવ્યો કળાવતીએ આનંદમાં આવી. સરબતમાં વિષ મેળવેલો પ્યાલો આપ્યો. તે સમરે પીધો અને ગયો. મહેલમાથી નીકળતા ગળે કાંટા ભોંકાવા લાગ્યા. તે સાથેજ રામશરણ પહોંચી ગયો.

## પ્રકરણ સાતમું.

### —રણમયદાનમાં—

રણમયદાનમાં ચંદ્રસિંહના તેમજ રણુવીરસિંહના સૈનિકો સામસામી યુદ્ધ ચલાવી રહ્યા છે. તેવામાં રણુવીરસિંહ અને ચંદ્રસિંહ એક બીજાની સામે આવ્યા. રણુવીરને જોતાંજ ચંદ્રસિંહ બોલ્યો,

"કોણ રણુવીર કે?"

"કોણ મારો પ્રતિ સ્પર્ધિ ચંદ્રસિંહ કે?"

"મને તારીજ જરૂર હતી." ચંદ્રસિંહે કહ્યું.

" અને મને પણ તારી સાથે મુકાબલો કરવાની ઇચ્છા હતી."

" તું મારી બરોબર નથી કે હરાવી શકે." ચંદ્રસિંહે કહ્યું.

" ચંદ્ર! તું બુઢ્ઢો, મારા જેવા યુવાનને જીતી શકીશ? તુટેલું હથીયાર તેજદાર હથીયાર પાસે કાંઇ કામનું નથી. તેવોજ તું મારી સામે દેખાય છે. હઝારો તારા વચ્ચે ચંદ્રનું તેજ પ્રકાશી નીકળે છે. હઝારો બકરીઓ સિંહનો અવાજ ન સાંભળ્યો હોય ત્યાંસુધી બેં બેં કરે છે અને સિંહનો અવાજ સાંભળતાં શાંત થઇ જાય છે. હઝારો નદીઓના અવાજને જેમ સમુદ્ર ઢાંકે છે તેજ પ્રમાણે મારી ચળકતી અસીથી તું શાંત થઇ જઇશ. તે કરતાં મારૂં રાજ મને આપી સુખે રહે." રણુવીરસિંહે કહ્યું.

" રણુવીર!

પડી મુજ સામે નકામી જીંદગી ગુમાવે તું.
થઇશ પાયમાલ પડી મુજ સામે તું."

" હઝારો કુતરાના ભસવાથી શું મદમસ્ત ગજરાજ ડરી જશે?" રણુવીરસિંહે પુછ્યું.

" ઓ યુદ્ધમાં નાશ થનારા છોકરા! જ્યારે તારી યુદ્ધ કરવાની ઇચ્છા છે તો હું તૈયારજ છું. હું યુદ્ધ કરવા માટેજ સમરાંગણમાં આવ્યો છું. ઓ નાદાન! મારી સાથે દુશ્મનાઇ કરી તે સિંહની ગુફામાં પ્રવેશ્યા બરાબર છે." ચંદ્રસિંહે કહ્યું.

" શું હું જાણી જોઇ મારૂં મ્હોત માગતો હઇશ? મારૂં સર્વસ્વ લુંટાવા દઇશ? ના. ના. તેમ નહિજ બને."

" આ સમયે તારા માટે તેજ પ્રમાણે બન્યું છે."

"જે થયું તે સારૂ થયું અને થશે તેપણ સારૂંજ થશે. માટે બોલતો બંધ થા." રણવીરસિંહે કહ્યું.

"રણવીર! યાદ રાખજે કે જીત હમારી છે."

"ચંદ્ર! તું પણ જોઇલે જે કે જીત હમારીજ છે."

"રણવીર! હજી પણ કહું છું કે સમજી જા. નકામો જીવ ગુમાવા તૈયાર ન થા વૈરનો ઇરાદો છોડી દે તલ્વાર ચાલ્યા પછી અટકશે નહિ. અને તું બચશે પણ નહિ" ચંદ્રસિંહે કહ્યું.

ચદ્રા આ રણવીર પોતાની ઇચ્છા કદાપિ કાળે ફેરવનાર નથી. મારામાં હવે વિચારવાની શકિત રહિજ નથી. તો કહે? હું કેવી રીતે વિચારૂં. વળી હું મ્હોતથી ડરતો નથીજ. ક્ષત્રી હમેશા મૃત્યુ સાથેજ મિત્રતા બાંધે છે. જો હું મૃત્યુથી ડરનો હોઉં તો પછી તારી સામે પડનાં વિચાર કેમ ન કરૂં?" રણવીરે કહ્યું.

"જ્યારે એટલી હિંમત છે તો યાદ રાખજે તારીજ તલ્વારથી તારૂં શિષ ધડથી જુદું પડશે" ચંદ્રસિંહે કહ્યું.

"ઓહ! તારામાં મને મારવાની શક્તિજ ક્યાં છે? તુ તો મૃત્યુનો મહેમાન છે હું યુવાન છું." રણવીરે કહ્યું.

"ઓ નાદાન! હું ઘરડો છું તેથી શું થયું. આ હસ્તમાં હજી સમશેર પકડવાની શક્તિ છે. તારા જેવા અનેકને સંહારવા આ હસ્તો તાકાત ધરાવે છે. સમજ્યોને." ચંદ્રસિંહે કહ્યું.

"ઓ કાળના મહેમાન! તારામાં તે શકિત હવે નથી. હતી પરંતુ બુઢઢો થયો તે દિવસથીજ તારો ત્યાગ કરી ચાલી ગઇ છે. તારા જેવા મ્હોડેથી શકિત દર્શાવનાર નામર્દો મેં ઘણા જોયા અને હજી પણ જોઇશ. આ બહાદુર રણવીરની સમશેર તારા રૂધિરનું

પાન કરશે. તે સાથે તારા અનેક સૈનિકોને ભૂ પીતા કરશે. ચંદ્ર! તારા શબ્દો હૃદયમાં ક્રોધ પ્રગટાવે છે, અને તેમાં તું જરૂર ભષ્મિભૂત થશે." રણવીરસિંહે કહ્યું

"રણવીર! તેમ બનતાં પહેલાં અનેકના શિષો આ રણભૂમિમાં રખડતા જણાશે. અનેક બાળકો પિતા વિનાના થશે. અનેક સ્ત્રીઓ પતિ વિહિન થઈ, વૈધવ્ય દશા પ્રાપ્ત કરશે ત્યારેજ તે બનાવ બનશે. પરંતુ તે બનવું અશક્ય છે તારા હસ્તમાં રહેલી તલ્વારજ મારા એકજ પ્રહારથી જમીન પર પડશે."

"ચંદ્ર! તુ ભુલે છે. મારા હસ્તમાં રહેલી તલ્વાર તારા પ્રહારથી ભૂમિપર નહિ પડે. પરંતુ તારા દેહના ટુકડે ટુકડા કરીનેજ ભૂમિપર પડશે તું તલ્વાર ચલાવતાં ડરે છે. કારણ કે તું કાયર છે વીરો તો હંમેશાં તલ્વારથીજ પોતાનું શૌર્ય શત્રુને બતાવે છે. પરંતુ તું તો મુખથીજ બોલી બતાવે છે."

"હુ તલ્વાર ચલાવતાં ડરૂં છું. કેમકે હું તારો કાકો છું. મારા હૃદયમાં તારા માટે દયા છે પ્રભુએ કાકો તે પિતાને ઠેકાણે નિર્મેલો છે. તું મારો પુત્ર છે. તેથી તારાપર તલ્વાર ચલાવતાં આ હસ્ત અટકે છે" ચંદ્રસિંહે કહ્યું.

"શું તું કાકો નહિ. તુ દયાથી તલ્વાર નથી ચલાવતો એમ નહી પરંતુ મૃત્યુના ભયથીજ અટકયો છે. આ રણવીર અણસમજુ નથી કે તારા શબ્દો સત્ય માને." રણવીરસિંહે કહ્યું.

"હાય! મારામાં પણ આટલો અવિશ્વાસ!" બોલતો ચંદ્ર એકાએક બેશુદ્ધ થયો- રણવીર ક્રોધથી પોતાના સૈનિકો સાથે ત્યાંથી ચાલ્યો ગયો ચંદ્રના વફાદારો તે સ્થળે તેને લઈ ગયા.

# પ્રકરણ આઠમું

## બચાવ અને છેવટ

હવે આપણે કળાવતીની સ્થિતિ નિહાળીએ.

અત્યારે તેને પોતાના મહેલના ચાર પહેરગીરોને બાંધી સુવાડયા છે. તે હાથમાં શીશી લઇ ઉભેલી છે.

"અહા! આ શું ગજબ. મેં આખી શીશી પ્યાલામાં નાંખી હતી. છતાં પણ કાંઇ અસર થઇ નહિ. તે તો શરબતજ થઇ ગયું. મારી ઇચ્છાઓ ધુળમાં મેળવી નાંખી. તિવ્ર વિષ કાંઇ પણ અસર કરી શકયું નહિ. તેનું કારણ શું? શું પ્યાલામાં તો ફેરફાર નહિ થયો હોય. ના. ના. તેમતો નથી થયું તો પછી શાથી અસર ન થઇ? શું ચંદ્રસિંહ વિષ પાચન કરી શકે છે? નહિજ. તો પછી તે ધારા શાયી થવો જોઇતો હતો. છતાં પણ જીવીત શાથી રહ્યો હતો? શું વિષમાં ફેરફાર હતો? નહિજ. બસ! હું તે પ્રયોગને પુનરપિ અજમાવી જોઉં. અત્યારે આ ચારે ચમદૂાર પહોંચવાના. તેઓ આ વિષ પ્રયોગથી આ લોક છોડી પરલોકમાં ચાલ્યા જવાના.

ઘણું ભયંકર તિવ્ર વિષ પાયું હતું<br>
છતાં ન કાંઇ શુભ પરિણામ નિપજયું.<br>
ભયંકર તિવ્ર વિષની શીશી હસ્તે ધારી છે,<br>
પાઇ આ ચારેને અજમાવું પ્રયોગને."

કહી કળાવતીએ ભયંકર વિષ પહેલા પહેરગીરના મોઢામાં નાખ્યું. તે સાથેજ તે બુમો પાડવા લાગ્યો.

" હાય ! હૃદય ચિરાઇ જાય છે. "

આપી અને પલકમાં ઝેરી નાગણે,
કરું છું હા ફરીયાદ ઓ પ્રભુ તુને.

કહેતો પહેરગીર આળોટવા લાગ્યો. આત્મા તેના પિંજરમાંથી નિકળવા યત્ન કરવા લાગ્યો. તેટલામાં ઝેરી નાગણે બીજા પહેરગીરને ડંશ દીધો.

" હાય ! હાય ! કાળજું કપાઇ જાય છે. "

થયો બેહાલ ભયંકર નાગણથી,
દુનીઆ છોડી જાઉં ઝેરી નાગણથી.

આ પ્રમાણે કહી પહેરગીર શાંત થયો, અને તેના આત્મા આ લોક છોડી ચાલ્યા ગયા.

હવે કળાવતીએ ત્રીજા પહેરગીર પર પ્રયોગ અજમાવા તૈયાર થઇ. પરંતુ પહેરગીર અટકાવી કહેવા લાગ્યો.

" હાય ! એક તો અહિં આવ્યા વળી દોરડાથી ઝકડાયા તે સાથે મૃત્યુને મળવું તે ન્યાય ક્યાંનો ?"

" બસ ! ચુપ રહે." કહી કળાવતી ઉંડે ઝેરી નાગણે તેને ઝેર પાયું આ સાથેજ પહેરગીર ગભરાવા લાગ્યો. મરતાં મરતાં બોલ્યો.

" ગઇ સુખની આશા આ નાગણથી,
આત્મા મુઝાય છે આ ઝેરી નાગણથી "

કહેતાની સાથેજ આત્મા ખોળીઆનો ત્યાગ કરી ચાલ્યો ગયો. હવે ફક્ત એકજ બાકી રહ્યો હવે તેને ઝપાટામાં ઝેરી નાગણે લીધો. પોતાના તરફ આવતી જોઇ પહેરગીર ધ્રુજવા લાગ્યો અને બોલ્યો.

" મહારાણી ! પ્રભુનો કાંઇ ડર રાખી મારા પર દયા કરો."

"શું દયા ? ઓ મૂર્ખના સરદાર આ ત્રણ લાશો થઇ. તેમનું ખુન કરતાં વિચાર ન કર્યો તો હવે તારી દયા ? નહી. ચાલ મ્હોં ફાડ નહિ તો જબર જસ્તીથી ઝેર નાંખવું પડશે.

આવી છું ગુસ્સા મહીં ઓ મૂર્ખના સરદાર !
કરવાની ખૂન તારૂં હું ઓ મૂર્ખના સરદાર !

ચાલ ઉતાવળ કર." કળાવતીએ કહ્યું.

"હાય !" કહી પહેરગીરે મોઢું ફાડયું તે સાથેજ ઝેરી નાગણે ઝેર ટપકાવ્યું અંતમાં પહેરગીર બોલ્યો.

"આવે છે દયા સર્વમે જોઇ હાલતને,
ન આવી દયા મારી ઝેરી નાગણને

ઓ રામ." કહી પહેરગીરે છેલ્લો શ્વાસ મુકયો. કળાવતીએ ચારે શબો ઉચકી દુર નાખ્યાં

આપણે જોવુ જોઇએ કે આ ચાર કેવી રીતે ફસાયા.

સમરના ગયા પછી રાણીએ ચાર પહેરગીરો જે દરવાજા પર હતા. તેમને ઉપર બોલાવ્યા તેમને બોલાવતાં પહેલાં તેણે વિષ પ્રયોગ અજમાવવા શીશી તૈયાર રાખી હતી અને પહેરગીરોને ફસાવવા બરફીના ચોસલામાં બેશુદ્ધિની દવા ભેળવી તૈયાર કર્યાં જયાં પહેરગીરો ઉપર આવ્યા એટલે તેણીએ હર્ષ બદલનું બાનુ કહાડી ખવડાવ્યા પહેરગીરોએ ખાધા તે સાથેજ બેશુદ્ધ થયા. રાણીએ તે અવસ્થામાં દોરડાથી બાંધ્યા અને જાગૃત થતાંજ વિષનો પ્રયોગ અજમાવ્યો. આ કાર્ય પૂર્ણ થતાંજ દાસી ત્યાં આવી. તેને ગભરાએલી જોતાં ઝેરી નાગણ પુછવા લગી

"દાસી ! શું સમાચાર છે. શા માટે ગભરાએલી જણાય છે ?"

"મહારાણી ! કાંઇ કહેવા જેવુ નથી રહ્યું" દાસીએ જવાબ આપ્યો.

" પરંતુ છે શું તે તું મને કહે ? આ પ્રમાણે કેમ કરે છે !" કળાવતીએ પુછ્યું.

" કહેતાં જીભ ઉપડતી નથી."

" એવો તો શું શોક પ્રદ બનાવ બન્યો છે. ચાલ ઉતાવળ કર." કળાવતીએ કહ્યું.

" મહારાણીશ્રી ! મહારાજા યુદ્ધમાં........................" દાસી બોલતાં અટકી ગઇ.

" વિજય પામ્યા એજ કે ? તેમાં તું ગભરાય છે શું કરવા ?" કળાવતીએ કહ્યું.

" ના. ના. તેમ નથી થયું." દાસીએ કહ્યું.

" તો શું થયું છે તે કહેની."

" મહારાજા સ્વર્ગવાસી થયા."

" હાય ! મને બરબાદ કરતા ગયા." કળાવતીએ ઢોંગ શરૂ કર્યો.

" મહારાણી શાંત થાવ."

" હાય ! કોઇ કટાર લાવ." કળાવતીએ કહ્યું.

" મહારાણી ! સાહસ કરે શું સાર કાઢશો ? નકામા પ્રાણની હાની કરશો." દાસીએ કહ્યું.

" વ્હાલા વિના શી રીતે જીવાશે. હવે વૈધવ્ય દશા શી રીતે પળાશે." અંતરથી હસતી અને બહારથી રડતી પડતી ઝેરી નાગણ દાસીને પ્રપંચમાં ફસાવવા લાગી.

" રાણી સાહેબ ! શાંત થાવ. મહારાજા આ પ્રમાણે કરે કાંઇ પાછા આવવાના હતા. હવે શાંતિ ધારણ કરો."

" પતિ વિયોગ શી રીતે સહન થાય. આ સંસારમાં પતિ વિના કેમ રહેવાય. હાય ! નાથ ! આપે મારૂં કહ્યું ન માન્યું અને રણમયદાનમાં ગયા. અંતે આ દશા પ્રાપ્ત કરાવી." કહી ઝેરી નાગણ પૃથ્વી ઉપર પડી. દાસી સારવાર કરવા લાગી. કળાવતી કાંઇક

શુદ્ધિ આવી એટલે ત્યાંથી ચાલી ગઇ. તેવામાં રણવીરના સૈનિકોએ પ્રવેશ કર્યો. તેને જોતાંજ ઝેરી નાગણ ફુંફાડો મારી બોલી.

"તું કોણ છે. અને શા માટે રજા વિના અંદર આવ્યો છે ?"

"રાણીશ્રી ! હું રણવીરસિંહ તરફ કોઇ સંદેશો કહેવા આવ્યો છું." આ ગતુક વ્યક્તિએ સત્ય કારણ પ્રદર્શિત કર્યું.

"બોલ ! શું કહેવા આવ્યો છે ?"

"ચંદ્રસિંહનો નાશ કર્યો"

"કોને નાશ કર્યો ?" કળાવતીએ પુછયું

"બહાદુર રણવીરસિંહે" દુતે કહ્યું.

"બસ ! એજને ? હવે તું અહીંથી ચાલ્યો જા મારે તારૂં કહેવુ સાંભળવુ નથી." કળાવતીએ કહ્યું.

"રાણીશ્રી ! નામદારનો હુકમ સાંભળવો જોઇએ."

"કહી દે. ચાલ વાર ન કર" કળાવતીએ કહ્યું.

"તાબે થઇ સુખી થવુ છે કે સામે થઇ યમદ્વામ જવુ છે ?" દુતે પુછયું.

"તેનો પ્રત્યુત્તર હાલ મળવો મુશ્કેલ છે"

"જેવી ઇચ્છા" કહી દુત ચાલ્યો ગયો

હવે આપણે બેશુદ્ધ પડેલા રાજા ચંદ્રસિંહની સ્થિતિ નિહાળીએ.

અત્યારે તે બાગમાં પડયો છે. તેની પાસે તેનો વફાદાર અંગરક્ષક પ્રતાપસિંહ ઉભો છે. ને જાગૃત કરવા યત્ન કરી રહયો છે

"મહારાજા ! જાગૃત થાવ."

"પા..............આ..........આ..........ણી..........ઇ." ચંદ્રસિંહે તુટતા સ્વરે કહ્યું.

"આ મહારાજા ! હમણાં આવે છે પાણી" પ્રતાપે કહ્યું.

" હું હમણા ક્યાં છું ?" ચંદ્રસિંહે પુછ્યુ.

" આપના ઉદ્યાનમાં." પ્રતાપસિંહે કહ્યું.

" હું અહિંઆ કયાંથી ? લઢાઇનું શુ પરિણામ આવ્યું ? બોલ પ્રતાપ બોલ " ચંદ્રસિંહે પુછ્યું.

" મહારાજા ! સર્વત્ર વાત પ્રસરી ગઇ કે મહારાજા પડયા." પ્રતાપે અફવા સાથે યુદ્ધનું પરિણામ તેમાંજ દર્શાવી દીધું.

" હાય !

સમજણ પડી હવે, તમે શત્રુને શિર નમાવ્યું,

જેને હઝારો નમતા હતા, તેણે હવે શિર નમાવ્યુ.

અપસોસ ! પ્રભુ. જે રાજા હઝારોને નમાવતો હતો તે નિમકહરામોની અફવાથી નમી પડયો. ઓ સમશેર ! તે પણ અંતમાં દગો દીધો. તને હઝારોનું રકત પાઇ સંતોષી છતાં પણ માલિકને દગો દીધો.

" મહારાજા ! દગો થયો. પરિણામ અનિષ્ટ આવ્યું." બોલતી દાસી તે સ્થળે આવી.

" કેમ શું થયું ?" ચંદ્રસિંહે પુછ્યું.

" મહારાણીશ્રીએ દેહત્યાગ કર્યો." દાસીએ કહ્યું.

" શું કળાવતીએ ? ચંદ્રસિંહે પુછ્યું.

" હા ! તેઓજ દુનીઆ છોડી ચાલ્યા ગયા." કહી દાસી ચાલી ગઇ

" પ્રતાપ ! મારું કહ્યું માનીશ ?" ચંદ્રસિંહે પુછ્યું.

" વફાદારી પૂર્ણ કરતાં જીવ આપીશ" પ્રતાપે કહ્યું.

" તો આ દેહના ટુકડા કર." ચંદ્રસિંહે કહ્યું.

" શું તેનું નામ વફાદારી ?" પ્રતાપે પુછ્યુ.

" હા પ્રતાપ ! તેજ વફાદારી." ચંદ્રસિંહે કહ્યુ.

" ઓહ ! આ હું શું સાંભળી રહ્યો છું ?" પ્રતાપે કહ્યું.

" વિલંબ ન કર. જલ્દિ કર." ચંદ્રસિંહે કહ્યું.

" આહ ! શું આ પ્રમાણે માલિક પ્રત્યે વફાદાર રહેવાનું હશે ? પોતાના માલિકનું ખુન કદાપિ નોકરથી થતું હશે ?

ઉઠાવું કદાપિ હસ્ત તો તે તુટી પડે.

ચલાવેલી તલ્વાર મુજ દેહપર પડે.

" પ્રતાપ ! તું પણ નિમકહરામ થનો હોય તેમ જણાય છે, દુઃખ સમયે પોતાનું કોઇ રહેતુંજ નથી " ચંદ્રસિંહે કહ્યું.

" આપ જ્યારે નિમકહરામ ગણો છો તો તૈયાર થાવ."

" શું તું મારૂં ખુન કરીશ ?" ચંદ્રસિંહે પુછયું.

" જી, હા. નક્કી આપનું ખુન કરીશ."

" તો લે આ સમશેર " કહી ચંદ્રસિંહે તલ્વાર આપી

" પરન્તુ નામદાર ! આપનો ચહેરો મારા સામું હશે ત્યાં સુધી મારાથી તલ્વાર નહિ ઉઠાવાય." પ્રતાપે કહ્યું.

" તો લે મેં મારૂં આ મોઢું ફેરવ્યું."

" તો મેં પણ તલ્વાર ઉઠાવી."

" ચાલ કર ઉતાવળ." વફાદાર પ્રતાપ મારવું કે ન મારવું તેનો વિચાર કરે છે, તેવામાં કળાવતી ત્યાં આવી. તેને જોતાંજ ચંદ્રસિંહ ચમકયો ને બોલ્યો.

" કોણ કળાવતી ?"

" કોણ ચંદ્રસિંહનું પ્રેત ?" કળાવતીએ પુછયું.

" કળા ! તું કોને પ્રેત કહે છે ?" ચંદ્રસિંહને પુછયું.

" તને ! તું શું રણવીરસિંહના હસ્તે માર્યો નથી ગયો ?" કળાવતીએ પ્રેત જાણી ટુંકારાથી કહ્યું.

"ઓ કપટી કુળા ! તારો પ્રેમ હવે જાણ્યો. મારા મણું સમાચાર જાણતાંજ તારે આત્મઘાત કરવો જોઇતો હતો. ખરેખર આ કોઈની થઇ નથી ને થવાની નથી. તે તો દગાખોરજ રહેવાની" ચંદ્રસિંહે કહ્યુ

"શું હું દગાખોર છું ?" કળાવતીએ પુછ્યું.

"હા ! તુંજ દગાખોર." કહી ચદ્રસિંહ મારવા માટે દોડયો. તેવામાંજ રણુવીરસિંહ સૈનિકો સાથે ત્યાં આવી પહોંચ્યો.

"સબુર !" રણુવીરસિંહે કહ્યું.

"કોણ રણુવીર ! ?" ચદ્રસિંહે પુછ્યું.

"હા. હુ રણુવીર. પરંતુ તું મર્દ થઇ એક અબળા પર હાથ ઉપાડે છે ?" રણુવીરસિંહે પુછયુ

"તારે તેમાં વચ્ચે આવવાની કાંઇ જરૂર ?" ચંદ્રસિંહે પુછયુ

"ક્ષત્રીનો ધર્મ છે કે અબળાની બ્હાર કરવી તો પછી હુ શા માટે વચ્ચે ન આવું ?" રણુવીરસિંહે પુછયું.

"રણુવીર ! તુ આ સ્થળનો ત્યાગ કરી ચાલ્યો જા"

"શા માટે ચાલ્યો જાઉ ? હું મારા રાજ માટે તારૂં ખુન કરીશ. સર્વ સત્તા હસ્તગત કરીશ ત્યારેજ જઇશ."

"રણુવીર ! વિચાર કર. હું તારો કાકો છું"

"તો રાજ સત્તા સોંપી દો. હું આપનોજ ભત્રીજો છું."

"રણુવીર ! રાજ સત્તા ? તે તારીજ છે. હું નિમિત્તજ છું. અંતે રાજ તારૂંજ છે" ચદ્રસિંહે કહ્યું.

"તું મને ઠગે છે. જયારે આ પ્રમાણે હતું તો પ્રથમથીજ મારે સ્વાધીન કરવું હતું. શા માટે રણમયદાનમાં આવ્યો હતો. દગાખોર ! બોલ તું મને નાદાન સમજી પ્રપચમાં ફસાવી રહયો છે. મારા બહાદુરો ! આ દગાખોરને પકડો." રણુવીરે કહ્યું.

સૈનિકો રણુવીરસિંહની આજ્ઞા થતાંજ પકડવા ધસ્યા બહાદુર ચંદ્ર પોતાનો બચાવ કરવા યત્ન કરવા લાગ્યો. તેનો અંગરક્ષક પ્રતાપ સર્વને દુર રાખતો હતો પરંતુ અનેક પાસે તેમનું શું જોર ? આથી છેવટે પકડાયા. તેવામાંજ બહાદુર બારવટીઆ ચતુરસિંહ સાથે ત્યાં આવી પહોંચ્યા.

"બસ ખબરદાર !" કહેતો વીરસ્નેહ ઘોડાને દોડાવતો ત્યાં આવી ઉભો રહયો.

"કોણ સ્નેહ !", કળાવતી બોલી ઉઠી.

"હા રાણી હું સ્નેહ ! કેમ ઓળખાણ પડે છે ને ?"

"રણુવીર ! મને બચાવ." બહાદુર રણુવીર કે જેણે વિજય પ્રાપ્ત કર્યો હતો તેને કહ્યું.

"બસ ચુપ રહે." કહેતો ચતુર ત્યાં આવ્યો.

"કોણ ચતુર !!" ચંદ્રસિંહ બોલી ઉઠયો.

"જી. આપનો પુત્ર ચતુર !" ચતુરે કહ્યું.

"હાય ! સમરે દગો કર્યો." કળાવતી બોલી.

"હવે તે દગાનું પરિણામ શું આવે છે તે બરાબર જોજે." ચતુરસિંહ કહ્યું.

"પરિણામ ? રાજદ્રોહીઓ માટે જે શિક્ષા છે તેજ શિક્ષા તેને થશે." સ્નેહસિંહે કહ્યું.

"અરે તેનાથી પણ વિશેષ સજા તેણીને થવીજ જોઇએ." બારવટીઆ સત્યસિંહે કહ્યું.

"બસ ! આને પકડી લ્યો." સ્નેહે કહ્યું.

"હાય ! મને કોઇ બચાવો." કળાવતી કહ્યું.

"હવે તો પ્રભુને ઘેર સિધાવો." રાયસિંહ બારવટીએ કહ્યું.

"હાય! મને કોઇ બનાવનાર નથી ?" કળાવતીએ પુછ્યું.

"હઝારોને દગો દેતા વિચાર કર્યો હતો ?" સ્નેહસિંહે પુછ્યુ.

"રણુવીરસિંહ! મારા પર દયા કરો." કળાવતીએ કહ્યું.

"રણુવીરસિંહ! શું વિચાર છે ચંદ્રસિંહને મુકત કરવા છે કે યુદ્ધ કરી દેહનો અંત આણુવો છો?" સ્નેહસિંહે પુછ્યુ.

"હું મારા સ્વહસ્તેજ તેમને મુકત કરૂં છુ" કહી રણુવીરસિંહે બેડીઓ ખોલી નાખી અને પગમાં માથું મુકી બોલ્યો.

કરો ક્ષમા મુજ ગુન્હાઓની પિતા!
ગણાયો અધમ હું ગુન્હેગારોમા પિતા!

"રણુવીર શોક ન કર. રાજપ્રાપ્તિ માટે તું સર્વ કાંઇ કરી રહ્યો હતો. પરંતુ સદ્‌બુદ્ધિ આવતા હું રાજી થયો છું"

"ચંદ્રસિંહ! મારા તરફ દયાની દ્રષ્ટિ ......" તેને બોલતા અટકાવી ચંદ્રસિંહ બોલ્યો.

"ઓ કપટ કળામા નિપુણ કળાવતી! શું હું તારાપર દયા કરૂં. બસ તું આ સ્થળથી ચલી જા. તારૂં કાળું મોઢું સંતાડ"

"જશે કયાં? હવે તો તેનો અંતજ આવશે" કળાવતીએ કહ્યુ.

"બસ! જીભને આગળ ન લંબાવ. પ્રથમના પ્રેમની વાત કરે છે તો ચતુરસિંહને મારી નાખવા તું કદાપિ તૈયાર ન થાત." સ્નેહસિંહે કહ્યુ.

• "હવે દયા કરૂં? ઓ કપટકળામાં નિપુણ કળાવતી! તુ હવે ફસાવી શકે તેમ નથી તારી પ્રપંચી જાળ હવે ચિરાઇ ગઇ છે. તેં મારૂ તેમજ મારો વંશનું સત્યાનાશ કાઢવાનુ નકકી કર્યું હતુ

તે પ્રેમપૂર્ણ કળાવતી તુ નહિ પરંતુ ઝેરી નાગણ છે. તો શુ હું તને બચાવું." ચંદ્રસિંહે કહ્યું.

"રણવીરસિંહ !........"

'નહિ જ્યારે તારા પતિનું ખુન કરાવવા તેમજ તેના વંશનું નિકંદન કાઢવા તૈયાર થઇ તો પછી હું તારા પર કેવી રીતે દયા દર્શાવું. તું જ્યારે તારા પતિની ન થઇ તો અન્યની શું થઇશ. માટે તારા પર તો દયા નહિજ થાય."

"શું દરેક મારૂં અપમાન કરશો. કોઇ મને શરણ નહિજ આપો ?" કળાવતી કહ્યુ.

"હા ! તેમજ થશે." ચંદ્રસિંહે કહ્યું.

"બસ. બસ હું હવે આત્મ હત્યાજ કરીશ તમારા હસ્તે મરવા કરતાં મારા પોતાના હસ્તે મરવુ તે હું ઉત્તમ ગણીશ." કહી સવનો નાશ કરવાની ઇચ્છાવાળી ઝેરી નાગણ કટાર પેટમાં ઘોંચી મૃત્યુ વશ થઇ.

## ઉપસંહાર.

વ્હાલા વાંચકો ! રાણી કળાવતી હદ ઉપરાંત સ્વતંત્રતાને પ્રાપ્ત કરવા ઇચ્છા ધરાવતાં પોતાના હસ્તેજ પોતાના પગ પર કુહાડો માર્યો અને કરેલા દગાનો ભોગ થઇ. રણવીરસિંહે ખુશામદી દોસ્તોનું કહેલું સત્ય માની ખુશામદી વિષનું પાન કરી પોતાના વડીલ સાથે યુદ્ધમાં ઉતર્યો તો પરીણામ શું આવ્યું તે જોયું. તો વ્હાલા વાંચક હંમેશાં સદ્ધર્મ તરફ નજર રાખ. પાપથી ભાગ અને ફરજ બજાવવા તૈયાર થા.

ૐ શાંતિ! શાંતિ! શાંતિ!

કવિ કૃષ્ણપ્રસાદ કૃત.

# નવલકથાઓ.

| | રૂ.આ પા. |
|---|---|
| કૃષ્ણ-વીણા | ૧-૮-૦ |
| નરપિશાચ | ૧-૮-૦ |
| પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ | ૨-૦-૦ |
| ઝેરી કટાર | ૧-૮-૦ |
| વૈરી કે પ્રેમી ? | ૦-૮-૦ |
| દોસ્ત કે દુશ્મન ? | ૧-૮-૦ |
| દગાબાજ દોસ્ત | ૧-૮ ૦ |
| દાનવ કે માનવ ? | ૦-૪-૦ |
| કાળની મૂર્તિ | ૦-૮-૦ |
| મધુર મેના | ૨-૦-૦ |
| મનહર-માયા | ૨-૦-૦ |
| ચંદ્રમોહીની | ૨-૦-૦ |
| સુકન્યા | ૦-૪-૦ |
| પ્રેમી યુગલ | ૦-૪-૦ |